# પારસી લગ્ન સંબંધી ક્રીયાઓ.

જરથોશ્તી કોમનાં સગનવંતા રિવાજો તથા ક્રિયાનું વર્ણન અને આશીર્વાદનો તરજુમો.

લખનાર:
સોહરાબ જમશેદજી બલસારા એમ. એ.

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર, વિગેરે,
૨૨૦-૨૨૨, વોરા બજાર, કોટ, મુંબઇ.

# પારસી લગન સંબંધી
# ક્રીયાઓ



જરથોસ્તી કોમનાં સગનવંતા રિવાજો તથા ક્રિયાનું
વર્ણન અને આશીર્વાદનો તરજુમો



લખનાર:
સોહરાબ જમશેદજી બલસારા એમ. એ.



જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તકો વેચનાર, પ્રગટ કરનાર, વિગેરે,
૨૨૦-૨૨૨, વોરા બજાર, કોટ, મુંબઇ




"Marriage is divine in its institution, and sacred in its union: it is an advantage to the societies of men, and it is 'holiness to the Lord.'"

"Marriage lies under burdens, but it is supported by all the strength of love and charity; and those burdens are delightful."—*Jeremy Taylor.*

"Home indeed may be a sure heaven of repose from the storms and perils of the world. If our life be cne of toil and of suffering, if the world outside be cold and dreary, what a pleasure to return to the sunshine of happy faces and the warmth of hearts we love."

*Avebury.*

"Outside fall the snowflakes lightly;
Through the night loud raves the storm;
In my room the fire glows brightly,
And 'tis cosy, silent, warm."–*Southey.*

# પ્રગટકર્તા તરફથી બે બોલ

આ નાનકડું પુસ્તક પ્રગટ કરવાની મુખ્ય નેમ જરથોશ્તી લગ્નના સગનવંતા પ્રસંગે પરકોમના પરોણાઓને નોતરવામાં આવે તેમને આપણી કોમની લગનની ક્રિયાઓની માહિતી મળે અને સર્વ ક્રિયાઓની સમજણ તેઓ મેળવે તે છે, એટલું છતાં એના વિદ્વાન લેખકે એ બાબદને ટુંકમાં પણ એટલી તો અસરકારક રીતે ઇનસાફ આપ્યો છે કે પરણતા છોકરા-છોકરીઓ પણ આ બાબદ વાંચશે તો આપણી પુરાણી ક્રિયાઓ કેટલી અગત્યની છે, અને પરણેલી જીદગીમાં દાખલ થતાં એક-મેક તરફની ફરજો કેવી રીતે બજાવવી તેનો કાંઇક ખ્યાલ તેમને આવશે.

ટુંકમાં આ નાનકડું પુસ્તક પરકોમના પરોણાઓને આપવા માટે ઘણું લાયક પુરવાર થવા ઉપરાંત દરેક જરથોસ્તી ઘરમાં રાખવા લાયક થયું છે, તો તેને યોગ્ય ઉત્તેજન મળશે એવી હુમો આશા રાખ્યે છીયે.

રોજ આવાં યઝદ,<br>
માહ આવાં યઝદ,<br>
યઝદેઝર્દી ૧૩૦૧.<br>
તા૦ ૧૪ મી એપ્રીલ ૧૯૩૨.

જરથોશ્તી કોમના અદના સેવકો,<br>
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ

"A happy marriage is a new beginning of life, a new starting-point for happiness and usefulness; it is the great opportunity to press forward with new hopes, and new courage, and new strength, into the future which opens before us. A happy home is the best likeness of heaven, by whose purity and nobleness and strength we are raised up, almost against our will, to duty, to heaven, and to God."—*Stanley.*

"The most important step in life is marriage. Love seems to beautify and inspire all Nature. Even inanimate Nature seems to feel the spell, and flowers glow with the richest colours."—*Avebury.*

"At once it seems that something new or strange
 Has passed upon the flowers, the trees, the ground,
Some slight but unintelligible change
 On everything around."—*Trench.*

# પારસીઓની લગ્ન સંબંધી ક્રિયાઓ

(લખનાર:-મી૦ સોહરાબ જમશેદજી બલસારા, એમ. એ )

## લગ્નની ગોઠવણ

ઇરાન અને હિંદુસ્તાનના જરથોસ્તીઓમાં લગ્ન સંબંધી જે રિવાજો છે તેમાં ફેર છે; એટલું છતાં બન્નેની વીગતો ઘણી રસિક છે. અને હિંદુસ્તાનના જરથોસ્તીઓની લગ્નની ક્રિયાઓ આનંદ આપે એવી સુંદર અને પમરાટ અને મધુરતાથી ભરેલી હોય છે. અષો પરવરને ઉત્સાહથી ભજનાર અને જગતની લીલાને ચાહતી એક પ્રજાનો સુખી આત્મા એ સર્વે ક્રિયાઓમાં ઝમકી નીકળે છે, અને તેથી ઇન્સાનોનાં જીગરમાં પવિત્ર ખુશાલી, ધર્મી લાગણી અને અષોઇ ઉભરાતાં થાય છે.

એકાદ બે જમાના આગમચ પારસી પ્રજા બાળલગ્નથી અણજાણ ન હતી. પણ ઉંચ કેળવણી અને જીવન સંબંધી ઉંચા નિયમો તેમનામાં દાખલ થયા પછી એ તેમનામાં બહુજ જુજ પ્રમાણમાં હવે જણાય છે; અને તેથી પચ્ચીસ વરસથી ઓછી વયના જવાન અને વીસ વરસથી ઓછી વયની કુમારિકા હમણાં એમનામાં ઝાઝાં પરણતાં જણાતાં નથી. બલ્કે મોટી વયે લગ્ન કરવા તરફ કોમ એટલી ઢળતી જણાય છે કે તેના હિતેચ્છુઓ તે સામે પોતાનો પોકાર ઉઠાવતા રહ્યા છે, અને તેમની નાની સંખ્યા જોતાં એવી વળણ કોમ માટે કેવી ધાસ્તીભરી છે તે માટેની ઘટતી ચેતવણી તેઓ આપે છે.

આગલા જમાનાઓમાં લગ્ન સંબંધી જોડાંઓ સાંધવાનું કામ પરણનારોનાં માતપિતા, ખાસ કરી પોતાનાં મિત્રોને વચ્ચે નાંખી,

કરતાં હતાં. પણ મુંબઇ જેવાં બહોળાં શહેરમાં ધંધાદારી કારજ કરનારાંઓની મદદ તેમને ઘણીવાર લેવી પડે છે, કેમકે દૂરનાં કે અણજાણ કુટુંબોમાંથી લાયક જોડાંઓ મળવાના સંભવો એ મોટાં શહેરમાં ઘણાએક હોય છે, કે જે સંજોગોને એવી મદદ લીધા વગર તેમનાથી પહોંચી શકાતું નથી. વળી હાલમાં તો ઉંચ કેળવણી અને મોટી વયે ગોઠવાતાં લગ્નોનાં કારણે આપણાં જવાન બચ્ચાંઓને એકબીજા સાથે ભેળાવાના એટલા બધા સંજોગો ઉભા થાય છે કે તેઓ વારંવાર આપ મેળે ગોઠવાઇ જાય છે, અને ત્યાર પછી પોતાના વડીલો પાસે લગ્ન માટેની રજા તેઓ મેળવે છે.

## રૂપિયા પહેરામણી

એવાં કોઇ સાધનથી જોડાંની ચુંટણી થયા પછી બન્ને કુટુંબો એ જોડાંણને કાયમનાં બનાવવાની ક્રિયાઓ ગોઠવે છે. તેમાંની પહેલી ક્રિયા "રૂપિયા પહેરાવવા"ની હોય છે. આગળથી નક્કી કરેલા દિવસે પરણનાર છોકરાનાં ઘરનાં બાનુઓ પરણનાર છોકરીને ઘરે જાય છે અને ઘટતી ક્રિયાઓ સાથે તેણીને રોકડા રૂપિયાની પહેરામણી કરે છે. અને પાછળથી છોકરી તરફનાઓ એથી કાંઇક વધુ રકમની પહેરામણી છોકરાને ઘરે જઇ તેને ઘટતી ક્રિયાઓ સાથે કરે છે.

બન્ને ઘરોએ પહેરામણી કરવા આવનારાંઓને 'રિફ્રેશ્મેન્ટ' આપવામાં આવે છે, અને સુંદર ગીતો ગાવામાં આવે છે. છોકરાને ઘરે ગવાતું ગીત નીચે પ્રમાણે હોય છે:–

## છોકરાંઓને અદરાવાના વખતે છોકરાના ઘરનાંઓ તરફથી ગાવાનું સુંદર ગીત

હુવાડાને કાંઠે રમતીરે, રમતી મારા ___(૧)___ એ દીઠીરે.
ઘરે જઇ રાહુરો ધરીઓરે, "આવા મજને પરણાવોરે.
"પરણું તો ___(૨)___ ની ધીસેરે, નહીંતર રહીશ કુમારોરે.

___(૩)___ એ પુછી બે વાતરે, ___(૨)___ એ જોડીઆ બેહુ હાથરે.
___(૩)___ એ મોકુળીઆં પાંનરે ___(૨)___ એ રાખીઆં માંનરે.
___(૪)___ એ મોકુળીઆં ફુલરે, ___(૫)___ એ રાખીઆં મુલરે.

"આગળ હુતા આપણે બેહુ ભાઇરે, હુવે થયા વેહેવાઇરે.
"આગળ હુતાં આપણે બેહુ બેહેનોરે, હુવે થયાં વેહેવાંણોરે."

---

(૧) આ ઠેકાંણે અદરાનાર વરનું નામ દેવું.
(૨) આ ઠેકાંણે અદરાનાર વરનાં સસરાનું નામ દેવું.
(૩) આ ઠેકાંણે અદરાનાર વરનાં બાપનું નામ દેવું.
(૪) આ ઠેકાંણે અદરાનાર વરની માએનું નામ દેવું.
(૫) આ ઠેકાંણે અદરાનાર વરની સાસુનું નામ દેવું.

છોકરીને ઘરે નીચલું ગીત ગાવામાં આવે છેઃ—

## છોકરાંઓને અદરાવાની વખતે છોકરીનાં ઘરનાંઓ તરફથી ગવાતું ગીત

સુનરા માચી રે, માચીએ રતન જરાવ;
તે પર બેઠાં મારાં __(૧)__ રે, બાવાજીને અરજ કરેઃ
"બાવા એવો વર શોધજો રે, હરખ મારા પુરા કરે;
"માએ એવો વર શોધજો રે, ચુરાવારા જોર લાવે"

સામા મળીઆ રાએવર રે, "મેહેતા તમે શીદ ચાલીઆ;
"મેહેતા પાછા વરજો રે, ચુરાવારા અમે લાવીઆ."

સુનરા માચી રે, માચીએ રતન જરાવ;
તે પર બેઠાં મારાં __(૧)__ રે, મમાવાને અરજ કરેઃ
"મમાવા એવો વર શોધજો રે, હાર, સાંકળી જોર લાવે;
"મમાઇ એવો વર શોધજો રે, એરીંગ ગુંગરી જોર લાવે."

સામા મળીઆ રાએવર રે, "મહેતા તમે શીદ ચાલીઆ;
મેહેતા પાછા વરજો રે, હાર, સાંકળી એરીંગ, ગુંગરી
અમે લાવીઆ."

(૧) આ ઠેકાણે અદરાનાર કન્યાનું નામ લેવું.

## પારસી લગ્નના સુંદર સંજોગો

પારસી ઘરોમાં એવી આનંદક રસમ ચાલુ છે કે દિવસ ઉગવા આગમચ ઘર ઝાડી લેવું, આંગણે અને ઉંબરો ઉપર પાણી છાંટી સુંદર ચોક પુરવા અને હાથનાં ધૂપદાનથી લોબાન સુખડની તંદરોસ્તી આપતી ધૂપ દરેક ઓરડે ફેરવવી અને પ્રસરાવવી; બપોર પછી ચાલુ વપરાસના ઓરડા અને ચાલ પાછાં ઝાડવાં અને તેમાં ચોક ચાંદન કરવાં; તેમજ સાંજે પાછી ઉપર મુજબની ધૂપ કરવી.

સારા અને આનંદના પ્રસંગોએ એ સર્વે ખાસ કાળજીથી કરવામાં આવે છે; અને વળી એ ઉપરાંત જગેજગ, આંગણે અને બારણે, ખાસ કરી ચંબેલી અને ગોલાબનાં સુંદર તોરણો ટાંગવામાં આવે છે.

લગ્ન સંબંધીના દીવાનખાનાઓમાં એ સર્વે ખાસ કાળજીથી અને ઘટતાં વધુ પ્રમાણમાં બજા લાવવામાં આવે છે; પણ ફુલો અને રોશનીનો શણગાર અતી સુંદર અને રમણીય હોય છે, અને જ્યારે ઝમકતાં કીમતી ઝવેરાતો અને કીમતી કસબી કોરોવાળી અને જીવને ખુશ કરે એવા સુંદર રંગોની સાડીઓમાં સજ થયલી પારસી બાનુઓથી એ દીવાનખાનાઓ ભરાયલાં હોય છે, અને કસબી ટોપીઓ અને રેશમી ઝભલાં કે મખમલી ફ્રેકોથી સજ થયલાં મધુર પારસી બાળકો પોતાના મીઠા આનંદથી તેમને ગાજતાં કરે છે, ત્યારે તેઓ ઇન્સાનનાં મકાનો કરતાં પરસ્તાનનાં રહેઠાણો હોય એમ વધુ લાગે છે.

## કપડાં વીટીની પહેરામણી

આવા સુંદર સંજોગોમાં પારસી લગ્ન થાય છે, પણ તેઓ તુરતા તુરતના એકજ પ્રસંગમાં થઇ જતાં નથી. અરસપરસની

રૂપિયા પહેરામણી થયા પછી કપડાં વીટીની પહેરામણી માટે બીજો એક દીવસ મુકરર કરવામાં આવે છે. તે દીવસે છોકરા તેમજ છોકરીનાં બન્ને ઘરોમાં બતીનાં ગ્લાસો સળગાવવામાં આવે છે. આશિષો માંગતી ક્રિયાઓ કરવામાં આવે છે, અને બન્ને પક્ષનાં બાનુઓ એક બીજાંને ઘરે જઇ ચાંદીનો નવો સિકકો તે બતીનાં ગ્લાસમાં નાંખે છે, અને અરસપરસની કપડાંની ભેટો આપે છે. હાલમાં એજ દિવસે સાંજે પરણનાર જોડું ઘણું ખરૂં છોકરીને ઘરે સાથે મળે છે અને એક બીજાંને વીટી પહેરાવે છે. એ દિવસે કરવામાં આવતી ગ્લાસમાંની બતી આત્માના ચોખા પ્રકાશની યાદ આપે છે, અને તેમાં નાખવામાં આવતો ચાંદીનો સિકકો તે આત્મિક પ્રકાશમાં પવિત્રાઇ, નીતિ અને આબાદી પ્રસરી રહેલાં હોય છે તે દર્શાવે છે.

## આદરણી: લગ્નની રીત અને બીજી ભેટો

એ પછી એક બીજો દિવસ આદરણીની ક્રિયા અને લગનની રીત આપવા માટે નકકી કરવામાં આવે છે. આગલા જમાનાઓમાં તો એવી રીત છોકરા તરફથી આપવામાં આવતી હતી. પારસીઓમાં ગવાતાં લગ્નનાં સુંદર ગીતોમાંનાં એકમાંથી દીસે છે કે તે વખતના આપણા લોકો પોતાનાં બચ્ચાંઓનાં જોડાં ગોઠવતી વખતે પોતાની મુખ્ય નેમ તો સારાં કુટુંબો સાથે ઘાડું જોડાણ કરવાની અને પોતાના ઘરમાં પોતાનાં બચ્ચાં લાયકનું સાથી દાખલ કરવાની ધરાવતાં હતાં, અને પરણનાર છોકરો પણ પોતા સનમુખ રજુ થતી સર્વે કીમતી ભેટો બાજુ મેલી પોતા માટે નકકી થયલી સુંદર કુમારિકાનેજ વ્હાલી અને કીમતી ભેટ ગણતો હતો. એ ગીત કહે છે કે :—

### સાસુ જમાઇને હુરગવા નિસરે તે વેળા ગવાતું ગીત

વર સાસુ તે હુરગવા નિસરયાં; મસ્તકે બાંધ્યા મોડ રે;
વેળા તે જોઇ વર હુરગીયો, ગળે શોભાવ્યો હારડો;
ફુલ, નારળ વીટીએ વર હુરગીયો, માંડવ માંહે બેસાડીયો.
"વર આવ્યો રે (૧) તારો, માંગે ઉતારા ઠાર રે.
"આપો તે આંબા-આંમળી, આપો તે નગર ગામ રે:
"આપો ચોરયાસી ચોટડાં, આપો તે બોહોળાં રાંન રે."
"નહીં લેઉં તે આંબા-આંબળી, નહીં લેઉં તે નગર ગાંમ રે;
"નહીં લેઉં ચોયરસી ચોટડાં, નહીં લેઉં તે બોહોળાં રાન રે;
"લેશ લેશ (૨) ની દીકરી, મારાં પરણીયાં પરમાણુ રે;
"લેશ લેશ સસરાજીની દીકરી, મારાં પરણીયાં પરમાણુ રે."

હાલના વખતમાં તો છોકરીનાં પક્ષનાંઓ છોકરાની પક્ષને લગ્નની રીત ભેટ કરે છે. એટલું છતાં કેટલાક માનભર્યા અપવાદો હોય છે કે જેઓ ઉપલાં ગીતમાં દર્શાવેલી ઉત્તમ લાગણી ટકાવી રાખે છે અને તેથી પરણનાર કુમારિકાની પક્ષ તરફનાઓની એવા પ્રકારની ભેટો સ્વીકારવાની ના પાડે છે.

આદરણી અને લગ્ન વચ્ચેના દિવસોમાં જો કોઇ પારસી તેહુવારો કે પરણનાર જોડાંની વર્ષગાંઠો પડે છે તો ઘટતી ક્રિયાઓ સાથે બન્ને પક્ષો વચ્ચે વાસ્તવીક ભેટોની આપલે થાય છે; પણ એવા પ્રસંગોએ કુમારિકા તરફનાઓની ભેટો ઘણુંકરી કાંઇક વધુ પ્રમાણમાં હોય છે.

---

(૧) પરણતી કન્યાનું નામ લેવું.
(૨) પરણતી કન્યાના બાપનું નામ લેવું.

## લગ્નની મુખ્ય ક્રિયાઓ—ઝાડ રોપવું

આયંદે લગ્ન માટેનો આનંદક દહાડો નક્કી કરવામાં આવે છે; અને તે માટે સામાન્ય રીતે સગનભર્યા ગણાતા દિવસોમાંનો કોઇ એક પસંદ કરવામાં આવે છે.

લગ્ન સંબંધીની મુખ્ય ક્રિયાઓ ચાર દિવસો સુધી લંબાય છે. એમાંના પહેલા દિવસે બન્ને પક્ષનાં ઘર આગળ ચોક્કસ ક્રિયાઓ કરીને પાંદડાં સાથની એક લીલી ડાંખળી રોપવામાં આવે છે. કુટુંબી બગીચામાં એક નવાં ઝાડ રોપ્યાનાં ચિન્હરૂપની એ ક્રિયા છે, અને એ નવાં દરખ્તને શાંતિ, આબાદી અને સુખથી ભરેલી વૈભવવાળી જીંદગી એ ક્રિયાથી ઇચ્છવામાં આવે છે.

## લગ્ન–મંડપ

આ દિવસ વળી લગ્ન-મંડપ ઉભો કરવા માટેનો પણ ગણાય છે. આજે પણ એવો કોઇ મંડપ ઉભો કરવું એ કાંઇ નવાઇનું નથી, જોકે દરેક અગત્યનાં પારસી શહેરમાં લગ્ન માટેના હૉલો બાંધવામાં આવેલા હોય છે. મુંબઇ જેવાં શહેરમાં સુંદર કપડાંનાં છતો, પરડાઓ અને ઝાલરોથી એવા મંડપો શણગારવામાં આવે છે, તેઓમાં ગાલીચાઓ બીછાવવામાં આવે છે, છોડવાઓ અને ફૂલોનો શણગાર કરવામાં આવે છે, કીમતી ફરનીચર મેલવામાં આવે છે અને ઝકઝકતી અને આકર્ષીત રોશની કરવામાં આવે છે. પણ હિદુસ્તાનમાંનાં બહારગામનાં શહેરોમાં તો, થોડુંક આગમચ સુધી, લગ્નોના હિંગામ માટે ભપકાભર્યા અને દમામદાર હૉલો ખાસ ઉભા કરવામાં આવતા હતા. એવા કામચલાઉ પણ સુંદર હૉલો ઉભા કરવા અને શણગારવા માટે નામીચા કારીગરો અસલથીજ હિદુસ્થાનમાં રોકાતા આવ્યા છે. તેમની ઉંચી કારીગરી અને બાહોશીનો ઉપ્યોગ એ દમામદાર હૉલો ઉભા કરવામાં વાપરવામાં આવતો. સુંદર રંગો અને ફૂલપાનની તરાંહનાં કાગળો, સોના ચાંદીની પતરીઓ અને તાવો વગેરે લાકડાંની

બાંધણી ઉપર ઉભાં કરેલાં બુલંદ ફ્રેમ વર્કોને લગાડીને તેમને પરિયાંઓના મહેલોનું સ્વરૂપ આપી દેવામાં આવતું! એ સુંદર મકાનનાં સીલીંગ, સ્થંભો, દેવાલો, અને દરવાજાઓને રેશમી, મખમલનાં, કસ્બી કે બીજાં કીમતી કપડાંનો શણગાર કરવામાં આવતો હતો; અને કીમતી ફરનીચર અને રોશનીની આનંદક રચનાથી એ દેખાવની દબદબાભરી સુંદરતા પરિપુર્ણ કરવામાં આવતી. એ હૉલોમાં વાજીંત્રોના સરોદો અને ઘરની અંદર લગ્નનાં ગીતો એ હિંગામને ખુશીખુર્રમીથી ગજાવી મુકતાં.

## અષો ફ્રેરોહરોની પવિત્ર યાદ

પોતાના સુખના હિંગામોએ એક ભલો જરથોસ્તી પોતાનાં વ્હાલાં ગુજરેલાંઓને વીસરતો નથી અને તેથી લગનના બીજા અને ત્રીજા દીવસોએ તેમને પવિત્ર ભેટો અર્પણ કરવામાં આવે છે, અને એ હિંગામ ઉપર તેમના આશિષો અને મિનોઇ હાજરી માટે પ્રાર્થના કરવામાં આવે છે. વરધવડાંનાં કીમતી કેકો એ દીવસોએ બનાવવામાં આવે છે અને પવિત્ર ક્રિયાઓ અને બંદગીઓ સાથે તેમને અર્પણ કરવામાં આવે છે અને તે પછી તેમને કુટુંબીઓ અને મિત્રોને ત્યાં ભેટ મોકલવામાં આવે છે; પણ લગ્નની બન્ને પક્ષનાં કુટુંબો વચ્ચે એ ભેટોની ખાસ આપ લે થાય છે.

## મુખ્ય ક્રિયા

ચોથે દીવસે લગ્નની ખરી ક્રિયાઓ થાય છે. એ દીવસે બન્ને ઘરોને ઉપર જણાવ્યા પ્રમાણે સાફસૂફ કરી શણગારવામાં આવે છે, તેઓમાં ધૂપદાન કરવામાં આવે છે અને ફુલોના હાર તોરણોથી તેમને શોભાયમાન બનાવવામાં આવે છે. લગ્નની ક્રિયાઓ સમીસાંજે થાય છે; પણ પુરાણા જરથોસ્તી રિવાજ પ્રમાણે સહવારનાં ઝઝકલાં આગમજ તે થતી; અને આપણી પ્રજાના હિંદુસ્તાનમાંના વસવાટ પછી બન્ને રીત જાળવવામાં આવતી, કેમ કે છેક હાલ સુધી

સાંજની ક્રિયા મધરાત પછી પાછી કરવામાં આવતી હતી, અને હમણાં પણ કોઇવાર તે એમ પાછી કરવામાં આવે છે. કેટલાક લોકો લગ્નની ક્રિયા સહુવારે કરે છે, પણ મોટે ભાગે તો સાંજનીજ વખતે તે કરવામાં આવે છે.

બહારગામોમાં એ ક્રિયા છોકરીને ઘરે થાય છે યા તો ઉપર પ્રમાણે ખાસ ઉભા કરેલા મોટા શામિયાનાઓમાં તે થાય છે; પણ મુંબઇ જેવાં મોટાં શહેરમાં જ્યાં એ પ્રસંગ લાયકના મોટા હૉલો ખાસ બાંધેલા હોય છે તેમાંજ મોટે ભાગે લગ્નની ક્રિયા કરવામાં આવે છે. કેટલાક ધનવાન લોકો જેઓ મહેલ જેવાં મકાનો અને બાગબગીચાઓ ધરાવે છે તેઓ પોતાનાં એવાં મકાનેજ એ ક્રિયા કરાવવાનું પસંદ કરે છે. ગમે એ મકાન પસંદ કરવામાં આવ્યું હોય તોએ તેને ઉપર પ્રમાણે શણગારવામાં તો જરૂરજ આવે છે.

## શાદીની મિજલસ

લગ્નની પાક ક્રિયા ઇજન કરેલાં લોકો સમક્ષ અને જાહેર ધ્યાન ખેંચે એવી ઘટતી ધામધૂમથી કરવી એ આપણા લોકોનો પુરાણો અને ધાર્મિક રિવાજ છે. આપણા લગ્નોના હિંગામે જાહેર ધ્યાન ખેંચાવા વગર રહેતું નથી કેમ કે લગ્ન માટે દિવસો આગમચથી બન્ને કુટુંબોમાં ક્રિયાઓ અને હિલચાલો થાય છે, તેમજ લગ્નના ખાસ દિવસે વાજાંઓ વગડાવવાનો સાધારણ રિવાજ છે; તે ઉપરાંત દિવસો આગમચથી લગ્નનાં ગીતો ગવાય છે અને ઘરનાં માણસો પણ કોઇક વાજીંત્રો વગાડે છે. જ્યારે લગ્ન માટે અંજુમન ભેગી કરવાને વાસ્તે કુટુંબીઓ, મિત્રો અને ઓળખાણ પાળખાણનાંઓ ઉપર તે માટેનાં ઇજનો મોકલી આપવામાં આવે છે; એટલે તેમ કરી બીજી નેમ પણ બર લાવવામાં આવે છે. નાનાં ગામોમાં તો આખી જરથોસ્તી વસ્તીને ઇજન કરવામાં આવે છે. વળી બીજી કોમના મિત્રોને પણ ઇજન કરવાનું વીસરવામાં આવતું નથી.

## પહેરામણી

જે કુટુંબીઓ કે બીજાઓને એ હિંગામે ઇજન કરવામાં આવે છે તેઓમાં સામાન્ય એવો રિવાજ છે કે પરણનાર જોડાંને અને તેમનાં માતપિતાને ઘટતી ભેટ સોગાદો કરવી. એ ભેટો મોટે ભાગે રોકડી રકમોમાં અને કોઇક વાર ઝવેરાતમાં સમાયલી હોય છે, પણ બીજા કોઇ પ્રકારની કિમતી ભેટો આપવી એ પણ હવે ઘણે દરજ્જે સાધારણ થઇ પડયું છે. આ ભેટો કોઇ વાર લગ્નના દિવસની આગમચ મોકલી આપવામાં આવે છે; પણ સામાન્ય રીતે તો ક્રિયાના છેલ્લા દીવસે તે મોકલવામાં કે હાથોહાથ આપવામાં આવે છે. એ ભેટો અને તેમને આપનારાઓની ટીપ સંભાળથી બનાવી લેવામાં આવે છે, કેમકે એવાં ભેટ મોકલનારાંઓને ત્યાં પણ જયારે લગ્નનો પ્રસંગ ઉભો થાય ત્યારે તેમને પણ એવાજ પ્રકારની ભેટ આપવાનો આપણામાં નિયમ છે. પરણનાર જોડાંનાં માતાઓને તેમનાં માતપિતા તરફથી એ પ્રસંગે ખાસ ભેટો આપવાનો આપણામાં સુંદર રિવાજ હોય છે, અને જો એ માતપિતા હૈયાત હોતાં નથી તો તેમના ભાઇઓની એ ફરજ થઇ પડે છે.

## સુંદર અને દબદબાભર્યો મેલાવડો

બન્ને પક્ષ તરફનાં ઇજન કીધેલાં લોકો બપોર પછી જમા થતાં જાય છે. બાનુઓને અંદરના હૉલોમાં જગ્યા આપવામાં આવે છે, જ્યારે મરદોને આંગણામાં કે મંડપમાં બેઠક આપવામાં આવે છે. બાનુઓ સુંદર રેશ્મી કે કસબી સાડીઓમાં શણગાર પામી આવે છે જયારે ગૃહસ્થો માટે જામા કે સાહુયામાં સજ થઇ આવવું વાસ્તવિક ધારવામાં આવે છે. લગ્ન માટે ભેગી થયલી અંજુમનને તેમજ લગ્નનાં સરઘસને જામા કે સાહુયાથી દબદબો અને શોભા મળે છે, પણ એમને બદલે પોતાનો સાધારણ પોષાક પહેરી આવવાની નહિ ઇચ્છવાજોગ રસમ આપણા જવાનોમાં લગભગ દાખલ

થઇ ગઇ છે તે કોઇબી રીતે પસંદ કરવા જેવું તો નથીજ. જામા કંટાળા ભર્યા અને રેશમી સાહુયા મોંઘા ધારવામાં આવે છે; પણ જો સાહુયા ઉંચાં સુતરાઉ કપડાંના બનાવવામાં આવે તો એ વાંધાઓનો સહેલો નિર્ણય થાએ.

## નહાનની પાક ક્રિયા

લગ્નના વખતની થોડીક વેળા આગમચ પરણનાર જોડાંને પોતપોતાને મકાને નહાનની પાકક્રિયામાંથી પસાર થવાનું હોય છે. વરરાજાનો લગ્નનો વાગો કન્યા તરફનાં બાનુઓ ઘટતી તાજીમ તવાજો સાથે, યાને નાનાં સરઘસમાં શુભ ગીતો ગાતાં, લઇ આવે છે. વરરાજા નહાન નાહિ રહ્યા પછી એ વાગો સજે છે. અને તે પછી તેની માતા કે બહેન તેને તીલક અને હારતોરાથી શણગારે છે, અને ચોખાની ઓવરણી કરીને અને હાથમાં નાળીએર આપીને તેને સગન ઇચ્છે છે. તેના હાથ ઉપર એક શાલ મેલવામાં આવે છે. અને એ પ્રમાણે મરતબો આપતા અને ધ્યાન ખેંચતા પોષાકમાં સજ થઇ તે પોતાને ત્યાં જમા થયલી મરદોની મંડળીમાં જઇ બેસે છે.

એજ માફક કન્યા પણ પોતાનાં મકાને નહાન લે છે અને તેણીને સુંદર પોષાકમાં સજી ઉપર જેવા સગનો ઇચ્છવામાં આવે છે.

## લગ્નનું સરઘસ: વીસરાઇ ગયલી શરૂઆતની એક રૂડી ક્રિયા

જ્યારે સર્વે ચીજ તૈયાર હોય છે, અને લગ્નની ક્રિયા કરનાર ધર્મગુરૂઓ હાજર થાય છે, ત્યારે વરરાજાની પક્ષ એક સરઘસમાં ગોઠવાય છે. તેને મુખડે વરરાજા અને તેની જમણી બાજુએ વડા ધર્મગુરૂ ચાલે છે. તની પાછળ તેના પિતા, ભાઇઓ, વડીલ ખેશીઓ કે મિત્રો હોય છે. તેમની પાછળ બાનુઓ કન્યાનો સુંદર પોષાક

વીગેરે ગાયન ગાતાં લઇ ચાલે છે. એ સુંદર થાળોમાં રચી મેલવામાં આવેલો હોય છે અને બાનુઓ તે થાળો પોતાની હથેલીઓ ઉપર અને ખભાંને ટેકી અચ્છી રીતે લઇ ચાલે છે. એ સરઘસને મુખડે સુંદર સરોદો વગાડતું વાજું હોય છે.

પારસી લગ્નનું સરઘસ એક સુંદર દેખાવ રજુ કરે છે. મરદો પોતાના સફેદ લાંબા પોષાકુમાં દબદબાભર્યા લાગે છે, જ્યારે બાનુઓ અને બચ્ચાંઓ પોતાનાં ચકચકીત સાડીઓ, ફ્રાકો અને કસબી ટોપીઓથી જાણે પરીયાંઓની મંડળીનો ભાશ આપે છે છેક થોડુંક સુધી તો બહારગામમાં વરરાજા એ સરઘસમાં ઘોડે બેસી જતો; તેના ઘોડા ઉપર ચાંદી સોનાનો સાજ રહેતો, અને તે સાજને રેશમી કે બીજાં ફૂલ ઝુમખાથી શણગારવામાં આવતો; એક રેશમી છતરી તેને માથે ધરવામાં આવતી. કેટલાક જવાનો પણ ઘોડે બેસી બંદુકોથી સજ થઇ તેની સાથે જતા અને તે બંદુકોમાંથી વારંવાર ખુશાલીના બારો કરતા એ સરઘસ ચાલે તે આગમચ વરરાજાના ઘોડાના પગો આગળ કેટલીક સગનભરી ક્રિયાઓ કરવામાં આવતી.

એ મુજબ વરરાજા ઘોડે બેસી કન્યાને ઘરે જતો તે વેળા થતી એક મધુર ક્રિયાનો ભાશ આપતું એક સુંદર ગાયન આપણા લોકોમાં સચવાયલું છે અને ગવાય છે. વરરાજાનાં માતા, માશી અને ફૂઇ એ વેળાએ તેને આશિષો આપવા હાજર રહેતાં, તે વેળાએ વરરાજા તરફ તે ભલાં વડીલોએ બજાવેલી બેકીમતી સેવાઓ તે યાદ કરતો અને તેના બદલામાં પોતા તરફની અદના ભેટો તેમની સેવામાં ધરતો. એ ગીત નીચે મુજબ છે:—

## વરણીની વેળાએ ગાવાનું સુંદર ગીત

પાવરે તે પગ દઇ ચઢો (૧) ભાઈ,
માએ તે પાલવ સાહી રહ્યાં.
"મેલો મેલો રે માંએ પાલવ અમારા, કર તમારા આપશું:
"જેણે જીવ બરાબર ચાહી ઉછેરયા, તેના તે હક કેમ ભુલશું?
"મારી માએને શોભત સારી મંગાવી,
"કુસબી અળેચાની કાંચળી."

પાવરે તે પગ દઇ ચઢો (૧) ભાઈ,
માસી તે પાલવ સાહી રહ્યાં.
"મેલો મેલો રે માસી પાલવ અમારા, ગુણ તમારા ગણશું:
"જેણે પારણે પોઢાડી હાલરડાં ગાયાં,
"તેનાં તે હક કેમ ભુલશું?
"મારી માસીને કસબી સારી મંગાવી,
"લીલા તે ઘાટની કાંચળી."

પાવરે તે પગ દઇ ચઢો (૧) ભાઈ,
ફુઇ તે પાલવ સાહી રહ્યાં.
"મેલો મેલો રે ફુઇ પાલવ અમારા, કર તમારા આપશું:
"જેણે ખોળે બેસાડી નામ પરાવ્યાં,
"તેના તે હક કેમ ભુલશું?

---

૧ આ ઠેકાણે પરણતા વરનું નામ દેવું.

## વરરાજાને લગ્ન-મંડપમાં લેવાની ક્રિયા

વરરાજાનાં સરઘસને કન્યાના પિતા અને તેમનાં કુટુંબના વડીલો આવકાર આપે છે. મરદોને કમ્પાઉંડમાં કે મંડપમાં જગ્યા આપવામાં આવે છે, જ્યારે બાનુઓને લગ્ન માટેના હૉલમાં બેઠક અપાય છે. વરરાજાને એ હૉલમાં દાખલ થવાના ઉંબર આગળ કન્યાનાં માતા યા તેમનાં પ્રતિનિધિ આવકાર આપે છે અને ચોક્કસ ક્રિયા કરી ઉંબર ઓળંગાવવામાં આવે છે; એ મુજબ તે ઉંબર બહાર ઉભો હોય ત્યારે તે બાનુ તેને ટીલો કરી ઓવરણી લે છે, તેમજ ઇંડું, નાળીએર અને ખુમ્ચીમાં ચોખું પાણી લઇ તેમની પણ એક પછી એક ત્રણવાર ઓવરણી તેની ઉપરથી કરે છે; ઇંડું નાળીએર બારણાંનાં ખુંણાં આગળ ફોડવામાં આવે છે અને ત્યાંજ ખુમચીમાનું પાણી તેણી ધોળે છે, અને તે પછી તેને પાછા આશિષો દઇ તેણી હૉલમાં તેને દાખલ કરે છે; પણ તે વખતે તે જમણા પગે ઉંબર ઓળંગે તેની ખાસ સંભાળ લેવામાં આવે છે.

## આશીર્વાદની ક્રિયા માટેની ગોઠવણ

લગ્ન માટેના હૉલના અનુકુળ ભાગમાં પૂર્વ તરફ મોં કરી બે નવી ખુરસીઓ ગોઠવવામાં આવે છે. દરેક ખુરસી આગળ બે નાની ટેબલો ગોઠવેલી હોય છે. તે દરેક ઉપર ચોખાની એક ખુમચી અને એક બળતી મીનબતી હોય છે. કન્યાની બાજુની ટેબલ ઉપર ઘી-ગોળનું એક વાસણ મેળવામાં આવે છે. પૂરાણા કાળોની પ્રજાઓ 'દૂધ અને મધ' ને જે સગનભર્યો અર્થ આપતી હતી તેવોજ અર્થ 'ઘી-ગોળ'માં સમાયલો હોય છે, અને જીંદગીની ન્યામતો માટેની પરણતાં જોડાં તરફ અપાતી ભલી દોઆઓનાં ચિન્હરૂપ એ ગણાય છે. એજ મુજબ બળતી મીનબતી પરવરદેગારની અષો રોશ્ની તેમને જીંદગીની ખુશાલી કે મુશ્કેલીઓમાંથી પસાર થવામાં મદદગાર થાય,

તેમજ તે પવિત્ર ક્રિયાને આશિષો આપે અને તેની ગવાહ રહે એવું સમજવા માટે હોય છે. ખુમચીમાંના ઓખા આશીર્વાદની ક્રિયા વખતે પરણનાર જોડાં ઉપર છાંટવામાં આવે છે તે એ વખતે દેવાતા આશિષોનાં ચિન્હરૂપ છે.

## ક્રિયામાં ભાગ લેતા મોબેદો અને પરણનાર જોડાંના વડીલોના પ્રતિનિધિઓ

પરણનાર જોડાં ઉપરાંત લગ્નની ક્રિયા કરનાર બે મોબેદોની પણ એ વેળાએ જરૂર હોય છે. જો કે કાયદાની રીતે એક મોબેદ પણ એ ક્રિયા કરી શકે એમ છે; તેમજ પરણનાર જોડાંના પિતાઓ કે વડીલોની હાજરી પણ ત્યાં અવશ્યની હોય છે. આ છેલ્લા સામાન્ય રીતે ક્રિયામાં પોતે બેસતા નથી પણ કોઇ પોતાના પરણેલા ખેશીઓને તે ફરજ સોંપે છે. એઓ એ ક્રિયાના સાક્ષીઓ તરીકેની પણ ફરજ બજાવે છે. વડા ધર્મગુરૂ તેમજ વરરાજાના પિતાના પ્રતિનિધિ વરરાજાની ખુરસી સામે ઉભા રહે છે. કન્યાની ખુરસી વરરાજાની ડાબી બાજુએ હોય છે. તે સાંમે બીજા ધર્મગુરૂ અને તેણીના પિતાના પ્રતિનિધિ ઉભા રહે છે. એઓ ઉપરાંત એક નોકર પોતાના એક હાથમાં આતશદાન અને બીજા હાથમાં લોબાન લઇ ઉભો રહે છે.

વરરાજા પહેલાં પોતાની ખુરસી ઉપર બેઠક લે છે; તે પછી થોડેક વારે કન્યા આવે છે. અને વરરાજાની ડાબી બાજુએ પોતાની ખુરસી ઉપર તેણી બેસે છે. કન્યાની પાછળ તેણીની માતા બહેનો કે 'કુઝીનો' પોતાની બેઠક લે છે, અને તેણીને પંખો નાખે છે અને પ્રિતભર્યા સખુનોથી હિમ્મત આપે છે; એજ મુજબ વરરાજાનાં માતા, બેહેનો, અને 'કુઝીનો' તેની પાછળ પોતાની બેઠકો લે છે અને ઉપલાં જેવુંજ કાર્ય હેત અને પ્રિતથી બજાવે છે.

## લગ્ન-ગાંઠની ક્રિયા

તદન શરૂઆતમાં બેઠકની ગોઠવણુમાં જરા ફેર હોય છે યાને વર કન્યાની બેઠકો પહેલાં એકુબીજાની સામે ગોઠવવામાં આવે છે; અને તેઓ વચ્ચે એક સફેદ કપડાંનો પરડો એવી રીતે પકડવામાં આવે છે કે જેથી તેઓ એકુબીજાને જોઇ શકે નહિ. એ પછી વડા ધર્મગુરૂ કન્યાનો જમણો હાથ વરરાજાના જમણા હાથમાં મેલે છે, અને તેમની બન્નેની ખુરસીના આસપાસ એક સફેદ કપડાંને વીંટાળી એક ગાંઠ બાંધે છે, જેમ કરતાં પવિત્ર અહુનવરનો પાક સુખન કે જેમાં પરવરદેગારની અષો અને પ્રબળ મરજીની સ્તુતિ કરવામાં આવે છે, તે તેઓ ભણે છે; અને ત્યાર પછી તેમના જોડાયલા હાથો આસપાસ, તેમની બન્નેની ખુરસીઓ આસપાસ અને તેમની આસપાસ વીટાળેલાં કપડાંના ગાંઠની આસપાસ સુતરનો તાર સાત વાર તેઓ વીટાળે છે અને એમ કરતાં દરેક વેળાએ તેઓ અહુનવરનો પાક કલામ ભણે છે.

એ પછી વર કન્યા દરેકના છૂટા ડાબા હાથમાં થોડાક ચોખા મેલવામાં આવે છે; અને તે પછી વડા ધર્મગુરૂ તરફની નીશાન થતાં આતશદાન લઇ ઉભેલો નોકર પોતાના હાથમાંના આતશ ઉપર લોબાન મુકે છે; તેવોજ વર કન્યા વચ્ચે પકડેલો પડદો નાખી દેવામાં આવે છે અને તેઓ પોતાના ડાબા હાથમાં પકડેલા ચોખા બનતી ચપલાઇથી એકુબીજા ઉપર ફેંકે છે. બેમાંનું જે એમ પહેલે કરે છે તેને તાલીઓથી વધાવી લેવામાં આવે છે કેમ કે એમાં પ્રેમની જીત સમાયલી ગણવામાં આવે છે. એ જીત ઘણું કરી કન્યાજ મેળવે છે, કેમ કે સામાન્ય રીતે પારસી કુમારિકાઓ ચંચળ, હિમતી અને ચપળ હોય છે.

## આશીર્વાદ દેવાની ક્રિયા

એ પછી તે જોડાંની ખુરસીઓ એકબીજાની પાસે ગોઠવવામાં આવે છે, અને તેમનું મો પુર્વ તરફ રાખવામાં આવે છે. ધર્મ-ગુરૂઓ અને બન્ને પક્ષના વડીલોના પ્રતિનિધિઓ ઉપર જણાવવા પ્રમાણે તેમની સામે ઉભા રેહે છે અને તે પછી ક્રિયાનો ધાર્મિક ભાગ શરૂ થાય છે, અને વડા ધર્મગુરૂ તે જોડાં ઉપર પાઝંદ ભાષામાં પાક આશિષો ભણે છે, કે જે ભાષા પારસીઓ છેલ્લા હિંદુસ્તાનમાં વસવાટ કરવા આવ્યા તે આગમચ ઇરાનમાં તેમની માતૃભાષા હતી; પણ એ આશિષોની શરૂઆતની લીટીઓ અવસ્તામાં છેઃ—

## અષોઇની સ્તુતિ

(અવસ્તા) ડહાપણના સ્વામી અષો-દાદારની પવિત્ર પ્રબળ ઇચ્છાને સંતોખીને-તમને આશિષ દઇએ છીએ! પણ સર્વે અષો આશિષો—પવિત્રતામાંજ બરપા થાય છે, અને અશો પવિત્રતા એ- સૌથી ચઢતી રૂડી સ્થિતિ છે— તેથી તમો સર્વે સનમૂખ-અષોઇની ભક્તિ કર્યે છીએ- અને તમને કરવા સુચવ્યે છીયે!

(પાઝંદ) અષો દાદાર અહુરમઝદ તમને-ઘણાંક ફરઝંદનું સુખ બક્ષો! બેટાઓ નબીરાઓ પુષ્કળ—રોજી, દિલને રંજતી દોસ્તી, દોરોસ્ત અને સુંદર તન,-દોઢસો વરસ નીભે એવી લાંબી અને પાયદાર જીંદગી-પાક ખુદાવંદ તમને બક્ષો!

## સમતિ લેવાની ક્રિયા

(વરરાજાના પિતા યા વડીલના પ્રતિનિધિ તરફ જોઇ :—)

ફ્રર્વર્દીનના ભાગ્યવંતા માસમાં-આશિષ પામેલા ઇરાન દેશના અને સાસાની ખાન્દાનના-શાહાનશાહ યઝદજર્દ શહર્યારનાં

તેરસો પાંચના સાલના અહુરમઝદ રોજે,
આ મુંબઇનાં શાહેરમાં અહિયાં
આ અન્જુમન ભેગી મળી છે;-તે સન્મુખ મને કહો કે
રૂડી માઝદયસ્ની દીનના-આપણા મહાપવિત્ર ધર્મના
નીયમ અને રીવાજો અનુસાર-અને ઘટતી રકમની ભેટો આપીને
આ કુમારિકાને તમારાં કુટુંબમાં-સ્વીકારવા તમો કબુલ થયા છો?

(પ્રતિનિધિ):—અષો પિતા! હું કબુલ થયો છું.

(કન્યાના પિતા યા વડીલના પ્રતિનિધિ તરફ જોઇ:—)
આપના કુટુંબીઓની-પુરેપુરી સમતિ સાથે,
રૂડા વિચાર, વચન અને-કાર્યની પાક મનશનીથી
અને તમારા સવાબની-અષો વૃદ્ધિને ખાતર
આ વરરાજા જમશેદની સાથ-હંમેશનો કુટુંબી સંબંધ સ્થાપવા
આપ સર્વે કબુલ થયા છો?

(કન્યા તરફના પ્રતિનિધિ:—)
અષો પિતા! હમો કબુલ છીએ.

(પરણતાં જોડાંને:—)
આ જીંદગી સુધીનું પવિત્ર જોડાણ
તમો બન્નેએ રાસ્ત મનશ્નીથી
હરહંમેશ માટે પસંદ કીધુ છે?

(પરણતુ જોડું:—)
અષો પિતા! હમોએ કબુલ કીધુ છે.

આ પવિત્ર સગાઇનો ગાંઠ સર્વેની પુર સમતિ પામ્યો છે એ બીના સ્પષ્ટ રીતે નક્કી કરવા માટે ઉપલા સવાલ જવાબ ત્રણવાર થાય છે.

## શિખામણો અને આશિષો

એ પછી બન્ને ધર્મગુરૂઓ પરણતાં જોડાંને નીચલાં શિખામણો અને આશિષો આપે છે:—

ડહાપણના સ્વામી દાદાર અહુરમઝદની
યારીથી તમારૂં સુખ વધતું રહો!
હરહંમેશ ખોરેહભર્યાં, આબાદ,
વૃદ્ધિશીલ, અને ફીરોઝી થાઓ!
અષોઇનાં પવિત્ર શિક્ષણ આધીન,
નીતિમાન કોશેશ લાયકનાં થાઓ!
'હુમત'ની રૂડી મનશ્ની રાખજો!
'હૂખ્ત'ની રૂડી ગવશ્ની બોલજો,
'હ્વર્શ્ત'ની નેક કુનશ્ની બતાવજો!
હર્વેસ્પ બૂરાં મતને દૂરજ રાખજો,
હર્વેસ્પ બૂરાં વચન દાબી દેજો,
હર્વેસ્પ બૂરાં કાર્યો ભસ્મજ કરજો!
અષોઇની સ્તુતિ કરતાં રહેજો,
જાદુઇનાં ભૂડાં જ્ઞાનને તરછોડજો!
અષો દાદાર અહુરમઝદના પંથના
માઝદયસ્ની તમને કહેવાડજો!
ફર્જ ફર્માવે તેમ કરતાં રહેજો!
મિત્રો વચ્ચે ઉમદા રીતે વર્તજો!
સર્વે તરફ પ્રેમથી જોતાં રહેજો!

કોઇની તારી મારી કરશો નહિ!
કોઇ તરફ ગુસ્સો બતાવશો નહિ!
શરમ ઢાંકવા ખોટું કાંઇ કરશો નહિ!
લોભ કે દ્વેષ બતાવશો નહિ!

કોઇનું બૂરૂં ઇચ્છશો નહિ! ખોટી મહોટાઇ કરશો નહિ!
ખોટી હઠ કરશો નહિ! બૂરી ઇચ્છા દાબી દેશો!
કોઇનાં ધનને અડશો નહિ!–અઘટીત પ્રેમ કરશો નહિ!
રૂડાં ઉદ્યમમાં મથીને–તમારૂં નેમેલું કાર્ય
કરતાં રહેજો! અને જેઓ– અશો દાદગરની સેવામાં
ગુંથાયલાં હોય તેમનાં યત્નમાં–હમેશ સહાય થતાં રહેજો!
કીનાભર્યા કોઇ લોક સાથ–ટંટામાં ઉતરશો નહિ!
લોભ કે હવસભર્યા સાથ–ભાગ કે સંગત કરશો નહિ!
નિંદા કે ચુગલી કરનાર સાથ–કદી સોબત માંડશો નહિ!
બેઆબરૂ સાથ કોઇ પણ રીતનાં–વહેવાર કે સંગત કરશો નહિ!
અજ્ઞાન સાથ કોઇબી પ્રકારે–ભાગીદારી કરશો નહિ!
દુશ્મન સાથ ઇન્સાફી બનજો–દોસ્ત સાથ દોસ્તને લાયક વર્તજો!
કજીયો કરનાર જંગલી લોક સાથ–ટંટામાં ઉતરશો નહિ!
અંજુમનને કહેવા ઘટે તે–પુખ્ત વિચાર સાથ કહેતાં રહેશો!
રાજ્યકર્તાને કહેવું હોય તે–ઘટીત રીતે ટુંકમાંજ કહેશો!
પિતાનું નામ ચઢતું કરજો–માતાને મા રંજીત કરશો!
મુક્તિ તમારી મેળવવા–સત્યતાનોજ ઉપયોગ કરજો!

## આશિષો

અમર થજો કએખુસરો જેવાં!–અગમચેતી કએકાઉસ જેવાં!
ખોરશેદ જેવાં રોશન થજો!–માહ જેવાં બક્ષનાર થજો!
જરથુસ્ત્ર જેવાં નામદાર થજો! રૂસ્તમ જેવાં જોરાવર થજો!
સ્પંદારમદ જમીનના જેવાં–ફળ અને ફાયદો આપનાર થજો!
દોસ્તો અને ભાઇબંધો સાથ–ધણી કે ધણીઆણી સાથ—
બાળ બચ્ચાંઓ એ સર્વે સાથ–તન અને જાન વચ્ચેના જેવા—
ઘટ અને ઘોડા સંબંધથી–અખૂટ પ્રેમ ધરાવનાર થજો!
હર હંમેશાં દિલમાં સાફ–અને સ્વભાવે રૂડાં થજો!

અષો દાદારને જગતના-મહાસ્વામી ગણી ચાલજો!
રૂડા રાહુબર ઝરથુસ્ત્રની-ઘટતી સ્તુતિ કરતાં રહેજો!
બૂરી શક્તિઓ ને દુર્ગુણને-વશ કરી દૂર કરતાં રહેજો!
મહાજ્ઞાની ખુદા તર્ફની-રૂડી બક્ષેશો પામતાં રહો!
તેનાં રૂડાં મનથી દોરવાઇ-રૂડી મનશ્નીનાં રહેજો!
તેની અષો ઉત્તમતાથી-રૂડાં વચન કહેતાં રહેજો!
તેની અષો શક્તિથી-રૂડાં કાર્યો કરતાં રહેજો!
તેની પવિત્ર મતિથી-પૂર્ણ-મનશ્ની પામતાં રહેજો!
તેની અષો સર્વતાથી-મધૂર આકર્ષણ પામતાં રહેજો!
અને તેના અમર આત્માથી-ફળદ્રુપ્તા મેળવતાં રહેજો!

બક્ષજો દાદગર દાદાર તમને-રૂડી બક્ષેશના આશિષો!
બક્ષો તેનો આત્મિક આતશ-ઝલકાટભરી મિનોઇ રોશ્ની!
તેની અષો મહત્વતા-પરહેઝગારી ને પાકીજગી!
તેનું પાક રોશન ખોરેહ-શાહી અને સરફરાઝી!
તેના માહનું સજીવ તેજ-જીવન શક્તિનો ઝમકાટ!
તેનો પ્રકાશીત અષો આત્મા-ધર્મદાનની ચાલુ પ્રકૃતિ!
તેનો પ્રબળ જીવાત્મા-સર્વે હરકતથી રક્ષણ!

બક્ષજો દાદગર દાદાર તમને-રૂડી બક્ષેશના આશિષો!
બક્ષો તેનાં મહેર માયા-ન્યાય પ્રકૃતિ માટે લાગણી!
તેનો પાક પવિત્ર અવાજ-રક્ષણ આપતું ડાહ્યું ફર્માન!
તેની જગવ્યાપી સત્યતા-રાસ્ત રાહે ચાલવા દોરવણી!
તેની આત્મિક ઉત્તમત્તા-રૂડાં આત્મિક બળની વૃદ્ધિ!
તેનું ફીરોઝીમર્યું બળ-રૂડા યત્નની જય ચાલુ!
તેનો ખુશીભર્યો આત્મા-ખુશી ખુર્રમીમાં ટકાવ!
તેનો અંતરજ્ઞાની આત્મા-પ્રબળ અને ચપળ શક્તિ!

બક્ષજો દાદગર દાદાર તમને-રૂડી બક્ષેશના આશિષો !
બક્ષો તેનો દીનદાર આત્મા-અષો જ્ઞાનની ચાલુ વૃદ્ધિ !
તેની આશિષી સત્યતા-પાક ખોરેહનો ચાલુ સંગ્રહ !
તેની મહાસત્ય સ્થિતિ-ઉંચ લાયકાતનો ચાલુ જથ્થો !
તેનો જગતવ્યાપિ આત્મા-અષોઇ માટેનો ભારી યત્ન !
તેનું જગતગૃહણી જીવન-ઉંચ સ્થીતિનો ચાલુ ટકાવ !
તેનું વૃદ્ધિશીળ મનોબળ-ભલી પહોંચ ને અગમચેતિ !
તેની અમર અપાર રોશ્ની-તનની હંમેશ ચઢતી વૃદ્ધિ !

( અવસ્તા અને પાઝંદ :— )

આ રૂડી ખુશાબાદી-એથીબી રૂડી નીવડો !
આ સર્વે રોશન સ્થીતિઓ-એથીબી વધુ બખ્તાર થાઓ !
જે અષો બદલો કરવા પ્રાપ્ત-તમે આર્જુમંદ થયલાં હો,
તે મેળવવા જેવી લાયકાત-તમોમાં હસ્તિ ધરાવતી રહો !
રૂડા વિચાર, રૂડાં વચન-અને રૂડાં કાર્યથી તમને
જે રૂડું હોય તેથીબી વધુ-અને ચઢતું પ્રાપ્ત થાઓ !
બૂરૂં કે બૂરાંથી બૂરૂં-તમોથી હંમેશ દૂર રહો !
બૂરૂં કે બૂરાંથી બૂરૂં-કદી આપણને ન મલો !

(અવસ્તા) હમારી જે આ પ્રાર્થના છે તે-હંમેશ ફળો અને પ્રાપ્ત થાઓ !

## પાક બંદગી

પવિત્ર ઝરથુશ્ત્રના-પંથનાં નરો નારીઓને
આ પાક આનંદ આપવા થકી-અષો દાદરનો ઘણોજ ઇષ્ટ
માનવંત દૂત જરૂર અહીં આવો !-કે જેને એવો ઇષ્ટ ગણી
જગતના પાક અષો દાદાર-મહાજ્ઞાની ખુદાવંદે
ઉંચે સ્થાને મેલ્યો છે;-રૂડાં મનનો છે એ આનંદ
કે જેનાથી અષો ધર્મ—ઇચ્છવાજોગ બદલો પ્રાપ્ત કરે !
જે અષોઇનો આશિષી બદલો-મેળવવા આર્જુમંદ છીએ !

## આશિષો

મળો રોશની, ખોરેહ તમને!-મળો તમને તંદરોસ્તી!
મળો તનની મજબુતાઇ!–મળો તનને રક્ષણ પૂરૂં!
મળો તમને સુખો ભર્યું-મિનોઇ અને અતિ ઇષ્ટ ધન!
મળો તમને જન્મેજ રોશન–અને તેજશ્વી બાળકો!
મળો લાંબે લાંબી જીંદગી!-મળો અષો લોક માટેનું
અતિ ઉત્તમ અને રોશન–સર્વે સુખોવાળું સ્થાન!
હમારી જે આ પ્રાર્થના છે–તે હંમેશ ફળો ને પ્રાપ્ત થાઓ!

---

## પાઝંદ અને સંસ્કૃત આશીર્વાદ

ઉપલા અવસ્તા અને પાઝંદ આશીર્વાદ પૂરા થયા પછી સંસ્કૃત આશીર્વાદ પણ કોઇકવાર ભણવામાં આવે છે. આઠમી સદીમાં જે પ્રકારની સંસ્કૃત ભાષા વપરાતી હતી તેવું એ અસલ રૂપમાં લખાણ છે, કેમકે તેનું બંધારણ ઓછું ચોક્કસ અને છૂટવાળું ગણાય છે. અલબત જે વખતે એ અસલ આશીર્વાદ લખાયા હતા તે વેળાએ એ પ્રકારની સંસ્કૃત જ્યાં પારસીઓ વસ્તા હતા ત્યાંના લોકો સમજતા હતા અને પારસીઓ પણ સમજતા થયા હોવા જોઇએ; પણ હાલ આપણે એ સમજતા નથી એટલે આપણી એ પાક ક્રિયામાં હાલ એને સ્થાન જેવું રહેતું નથી તેથી હાલ ઘણુંખરૂં એ આશીર્વાદ ઝાઝા ભણવામાં આવતા નથી.

અવસ્તા અને પાઝંદ આશિર્વાદ પણ આપણા લોક સમજી શકતા નથી એટલે સંસ્કૃતને બદલે ગુજરાતીમાં એ ભણાય તો તે વાસ્તવીક થઇ પડે એવું કેટલાકનું ધારવું છે. ખરી રીતે તો આપણા વડીલોની એ રસમ હતી કે પાક અવસ્તા સાચવી રાખી તેનો સાર સમજાતી ભાષામાં સાથે સાથે ભણવો, અને તેથી સાસાની જમાનામાં ઇરાનમાં અવસ્તા સાથે પાઝંદ ભણાતું હતું, કેમ કે

પાઝંદ એ સાસાની જમાનામાં ઇરાનમાં બોલાતી ભાષા હતી. હિંદમાં જે વેળાએ સંસ્કૃત આશીર્વાદ લખાયા તે વેળાના પારસીઓ પાઝંદ અને સંસ્કૃતનું એ વેળાનું બોલાતું હિંદી સ્વરૂપ એ બન્ને સમજતા હોવા જોઇએ, તેથી અવસ્તા સાથે એ બન્ને એમણે વપરાતાં કીધાં હતાં. હવે તો આપણા લોકો એ બંને ભાષા સમજતા નથી એટલે એ બંને બાજુ કરી અવસ્તાના પાક કલામો સાથે ઘટતા ગુજરાતી કલામોમાં એ આશીર્વાદ ભણવામાં આવે એજ વાસ્તવિક અને કાર્યસાધક થઇ પડે. મરહુમ દસ્તુરજી હોશંગજીએ એવો એક તરજુમો ગુજરાતી કાવ્યમાં તૈયાર કરાવ્યો હતો પણ તે નબળી ભાષામાં લખાયો છે, એટલે તે આપણે સ્વિકારી શકતા નથી. પણ મી૦ ખબરદાર જેવા કુશળ કવી પાસે કોઇ પણ પારસી સમજે એવી સાદી સરળ ભાષામાં અને શ્લોકોમાં એ તરજુમો તૈયાર કરાવી વાપરવામાં આવે તો ઘટીત અને અસરકારક થઇ પડે.

ઉપલા આશિષો ભણાઇ રહ્યા પછી “આફ્રિન બા નામે બુઝોર્ગાન” નામના નીચલા આશિષો ભણવામાં આવે છેઃ—

(પાઝંદ) **“મહાન નરોનાં નામ સાથના આશીર્વાદ”**

મહાજ્ઞાની સ્વામી ખુદાનાં–અષો નામને યાદ કરીને,
આ મુંબઇનાં રૂડાં શહેરમાં–તે આશિષો હવે દઇશું,
કે જે આગલા વખતોમાં–મહાન નામો સાથ ભણાતાઃ—

જેમ મહાજ્ઞાની અષો દાદાર–પોતાનાં મહાન કાર્યોમાં,
પાક નેમ પાર પાડી શકે છે-તેમ તમારી નેમો ફાવો!
રૂડા શાહ કએખુસરો જેવાં–માનવંતાં ને મહાન થાઓ!
જેમ અષો દાદારનો રૂડો–મહેર માયાવંતો મહેર યઝદ,
મહેર માયાથી નવાજે છે–તેમ સર્વેને તમ નવાજજો!
માનવંત વીર ઝરીરની માફક–દુશ્મનને વશ કરનાર થજો!
પવિત્ર નર શિયાવક્ષ જેવાં–અષો અને દીનદાર થજો!

બીઝન જેવાં રોશન થજો!-વિશ્તાસ્પ જેવાં અષો થજો!
મહાવીર સામ નરીમાન જેવાં-બળવાન ને જોરેમંદ થજો!
જેહાંપહેલવાન રૂસ્તમ જેવાં-મજબૂત બળ ધરાવતાં થજો!
ધર્મી વીર અસપંદયાર માફક-બૂરાઇ તોડનાર નેઓ ફેંકજો!
અંતરદ્રષ્ટીવાળા જામાસ્પ-જેવાં ભવિષ્ય-ભાંખી થજો!
ફરોહરો અષો જેવાં-ઉંચ દરજ્જે ચઢતાં થજો!
ઝળકાટભર્યા તિશ્તર જેવાં-જગતને નવાજનાર થજો!
આબાદ કરનાર બારાન જેવાં-સર્વેને લીલાં લહેર કરજો!
પાક ઝળકતા ખોરશેદ જેવાં-સર્વેને સ્પષ્ટ જોનાર થજો!
અષો રાહબર જરથોસ્ત જેવાં-હરેક રીતે બહેસ્ત બહેર થજો!
જમાનાના શાહકાળ જેવાં-લાંબી જીંદગીવાળાં થજો!
ફાયદો બક્ષનાર જમીન જેવાં-ફળદ્રુપ અને આબાદ થજો!
વહાણવાટી નદી જેવાં-ઘણા સંબંધવાળાં થજો!
શિયાળાની મોસમ જેવાં-ઘણાં ફળ સંઘરનાર થજો!
રળીયામણી વસંતના જેવાં-આનંદ ને સુખભર્યાં થજો!
કસ્તુરીની સુગંધ જેવાં-ખુશ પમરાટ ભરેલાં થજો!
સોના પેઠે સૌને જીતજો-પૈસા જેવાં ચલણી રહેજો!
અને જેમ અષો પાક દાદાર-પોતાની પેદાયશોને
હંમેશ પોતાવશ રાખે છે-તેવાં કાર્યસાધક બનજો!

આ રૂડા આશીર્વાદ તમને-ફળો ખોર્શેદ માહના જેવા!
ફળો નિર્મળ પાણી જેવા!-ફળો રોશન આતશ જેવા!
ફળો ઝમકતા 'મએ' જેવા!-ફળો સુવાસીક 'મર્વ' જેવા!
ફળો ખુશ કસ્તુરી જેવા!-ફળો 'યાસમન' સુગંધી જેવા!
ફળો સુંદર ગોલાબ જેવા!-ફળો 'મર્ઝાન-ગોશે' જેવા!

અતરે ભેગાં થયલાં સૌની-અને જમશેદ શીરીન તમારી
હઝાર સાલ જીંદગી યાદ રહો-તમો આધારનાં ખુશ રહો!

પાક 'સ્પર્મ' અને અંબર જેવાં-પમરતાં સુગંધી થજો!
તમારે ત્યાં અષો નરો-અને નારીઓ જન્મ લેજો!
જેઓ ઇરાનને ટકાવે-તેનું નામ ઉંચે ચઢાવે!
તેના દુશ્મનને વશ કરે-તેનાં ઘરો રોશન કરે!
અને તેના આશિષોમાં-રોજ બરોજ વધારો કરે!
અમારી જે આ પ્રાર્થના છે-તેવું હરકોઇ જણુને ફળો!

---

## વધુ આશિષો

લગ્નના આશીર્વાદની આ પાક ક્રિયા પરણુનાર જોડાંને તંદરોસ્તી અને સુખ ઇચ્છતી નીચલી આફ્રીનથી સમાપ્ત કરવામાં આવે છે:—

માનવંત ભક્તિ લાયકનો ખુદા!-જે છે દરગુજર કરનાર બાપ,
મહેર માયાથી ભરપુર-પ્રિત અને ન્યાયથી મદદગાર,
મ્હોટો સહાયી ખુદાવંદ-તેનાં રોશન બળવાન નામની
ફરી અતરે યાદ કરીને-આ આશિષો દઇએ છીએ:—

ઘરના માનવંત ધણી જમશેદ-માનવંતાં ધણીઆણી શીરીન-
એઉની હઝાર સાલ યાદ રહો!-તંદરોસ્તીભરી જીંદગી સાથ,
અષોઇથી બેહેરેહ પ્રાપ્ત થજો-સર્વજ્ઞાની દાદગર દાદાર
શાદી, રામસ્ની ને શાન્તિ,-મ્હોટાઇ, આશિષ તમને બક્ષો!
ખુઝોગીંભર્યું પાક ખોરેહ-રૂડાં રાજ્યની સત્તા ઇન્સાફી,
હિમ્મત ને ફત્તેહ ફીરોઝી-હંમેશાં પ્રાપ્ત થતાં રહેજો!

મહાજ્ઞાની સ્વામી દાદાર-ખુદાને ભજતી પાક દીનની
જ્ઞાન, શ્રદ્ધાના શુભ જન્મનાં-રૂડાં ચિન્હ પ્રગટ રહો!
પ્રજાસંઘના ટકવા માટે-માણુસ જાતમાં રૂડા સંબંધ
અને બાળકોની વૃદ્ધિ-હરહંમેશ ટકેલાં રહો!

કે જેથી ટકે તનમાં ન્યાય-મનમાં લાગણી માન સાચવનાર!
અને રૂડા રાજ્ય અમલથી-દાદ ઇન્સાફના રૂડા આશિષ!

ઓ સર્વજ્ઞાની રૂડા દાદાર!-જરથોસ્તની પાક દીન શાદ રહો!
હર હંમેશ હંમેશાં સુધી-આ પ્રાર્થના ફળતીજ રહો!
મદદ બક્ષનાર ઓ ખુદાવંદ!-જગતના રૂડા તું સ્વામી!
આ ઘરના ધણી જમશેદની-અને ધણીઆણી શીરીનની
હઝાર સાલ યાદ જળવાઇ રહો! ખુશાલીભર્યાં એમને રાખ!
બક્ષ તું એમને તંદરોસ્તી! રાખ એ માન્ય પ્રાર્થના હમારી!

સર્વ માનવંતાં લોક ઉપર-પુષ્કળ વર્ષ ને કાળ બેશુમાર
પાયદાર ને ટકેલાં તું રાખ!-લાખો લાખ આશિષો ફળજો!
આ સાલ ભાગ્યવંતું નીવડો!-રોજ આશિષ પામેલો નીવડો!
માહ ખુશાલીભર્યો નીવડો!-ઘણાંએક વર્ષો, દીવસો,
માહો, વર્ષ-તીથીઓ સુધી-યજશ્ને અને નીયાએશો,
ધર્મદાન અને ધર્મ-ભોગ-મનાયલાં ને પલાયલાં થજો!
સર્વે કાર્યો, રૂડાં કામો-ઉપર અષોઇની સરસાઇજ રહો!
સૌની નીભો તંદરોસ્તી-ટકો સુખ; સૌ સારૂંજ નીવડો!
થાઓ હમારી પ્રાર્થના મુજબ!-થાઓ એથી પણ વધુ રૂડુંજ!
મહાપુજ્ય સ્વામી દાદાર,-ને તેની અમર શક્તિઓ
ની જેવી નેક ખાહેશો હોય,-તે મુજબનુંજ ફળતું રેહો!

(અવસ્તા) અષોઇનું કાર્ય સર્વોત્તમ-ને આશિષો ભરેલું છે;
આશિષ અષોઇનાં ફળે તેનેજ—ચાહે જે ખરો અષોઇનેજ!

---

## રૂડી રસમો

લગ્નનો ગાંઠ કાયમનો અને નહિ તુટે એવો બનાવવાની ક્રિયા અત્રે પૂરી થાય છે. એટલું છતાં એ અવશ્યની ક્રિયા ખતમ થયા

પછી જોડાંનાં મન વધુ ઘાડાં જોડવા થકી થોડાક આનંદભર્યા રેવાજો પાળવામાં આવે છે; પણ તે પહેલાં પરણેલાં જોડાંને કુટુંબીઓ અને મિત્રો તરફથી ભેટોની બક્ષેશ ઉપર જણાવ્યા પ્રમાણે કરવામાં આવે છે; અને તે પૂરી થતાં કોઇ નજદીકનાં બાનુ કુટુંબી કે મિત્ર, કન્યાની સાડીનો છેડો વરરાજાના જામાના છેડા સાથે બાંધે છે, કે જેથી કંઇક વખત તેઓ એકુબીજાં સાથે જોડાયલાંજ ફરહર કરે.

એ પછી જોડાંનાં બૂટ્રો ઉતરાવી તેમના પગ ધોવામાં આવતા. એ ક્રિયાની મતલબ ભૂતકાળનો હરકોઇ મેલ તેમના પગ હેઠળથી ધોઇ કહાડવાનો અને તેમની ભવિષ્યની જીંદગી સાફ અને ચોખી બનાવવાનાં ચિન્હરૂપ છે; પણ સાદ્દી રીતે સમજતાં તે થાકવનારી ક્રિયામાંથી પસાર થયા પછી પગ ધોઇ તેમનાં અંગને આસાયશ આપવાની પણ નેમ સમાયલી હોય એમ સમજી શકાય એવું છે. એટલું છતાં હાલના વખતમાં બૂટ મોજાં ઉતારવાની અગવડને લીધે એ ક્રિયા જવલેજ થાય છે.

એ પછી દહીંની એક રકાબી નવાં જોડાં આગળ રજુ કરવામાં આવે છે, તેમાંથી તે જોડું એકુબીજાનાં મોમાં ચમચીથી થોડુંક મેલે છે; અને ભવિષ્યમાં એકુબીજાનાં ભાગ્યમાં એકુબીજાંને ભાગીદાર થવાનું છે તે માટેની શીખ એથી તેઓ લેતાં થાય છે.

તે પછી જોડાંના હાથમાં થોડાક ચાંદીના નવા સિક્કા મેલવામાં આવે છે અને તેમનાથી તેઓ એક્કી બેક્કીની સાદી રમત રમે છે. એ મુજબ તેમનામાંનું એક પોતાની જમણી મુઠ્ઠીમાં થોડાક સિકકા ધરે છે અને તેમાં એક્કી છે કે બેકકી તે સામાને પુછે છે. જો સામું ખરી અટકળ કરે છે તો તે જીતેલું ગણાય છે, નહિ તો તે પૂછનાર જીતનાર ઠરે છે.

ઉપર કહ્યું તેમ આ નાની સાદી ક્રિયાઓ જોડાંના મનનો શરૂ-આતનો અંતર દૂર કરવા તેમજ તેમની જીંદગી અરસપરસ જોડા-

ચલી અને અરસપરસનાં સુખ દુઃખમાં ભાગીદાર છે તે સમજાવવા અને મન ઉપર ઠસાવવાની મતલબની હોય છે.

## ક્રિયાની સમાપ્તિ

એ પછી જોડું વરરાજાને ત્યાં જાય છે, અને ઘટતાં વાજીંત્ર, તાજીમ તવાજો અને ગાયન સાથે તેને ત્યાં પહોંચાડવામાં આવે છે. વરરાજાનાં મકાનને ઉંબરે તેનાં માતા કે નજદીકનાં બાનુ ખેશી તેમને આવકાર આપવા ઉભાં હોય છે તે વરરાજા ઉપર કન્યાના મકાનને ઉંબરે થયલી ક્રિયા જેવી ક્રિયા કરી તેમને અંદર લે છે, જેમ કરતાં જમણે પગે તેઓ ઉંબર ઓળંગે તે જોવાની ખાસ સંભાળ લેવામાં આવે છે.

એ પછી તેમના સાડી અને જામાના છેડાઓએ બંધાયલો ગાંઠ છોડી નાંખવામાં આવે છે, અને તેઓ પછી બીજાંઓ સાથે છૂટથી ભેળાઇ તેમની ખુશીખુમીંમાં ભાગ લે છે.

## લગ્નનું ખાણું અને "ટોસ્ટો"

એ પછી બન્ને પક્ષોને મકાને લગ્નનું સુંદર ભોજન સર્વેને પીરસવામાં આવે છે. બહારગામોમાં એ ચાર દીવસો સૂધી ચાલુ રહે છે, જ્યારે મુંબઇમાં તો લગ્નના દીવસે લગ્નની ક્રિયા થઇ રહેવા પછીજ એ પીરસાય છે, પણ ખાણાની કંઇક આગમચ રીફ્રેશમેંટ માટે પીણું લેવામાં આવે છે.

મુંબઇ મધે લગ્નનાં ખાણાંની વાણીઓમાં સાધારણ રીતે ગોસ્ત વપરાતું નથી, પણ મછી ઇંડાં પૂર છૂટથી વાપરવામાં આવે છે; અને ગોસ્ત સામે પણ કોઇ ખાસ બાધ હોતો નથી, તેથી કોઇક લોક પોતાને ત્યાંના ખાણામાં તે પણ આમેજ કરે છે.

પારસી લગ્નો વેળાએ લેવાતાં "ટોસ્ટો" જાણવા જોગ અને રૂડી લાગણીથી ભરેલા હોય છે. પહેલાં તેઓ સર્વ બક્ષેશોના આપનાર અષો ખુદાની પાક યાદ લે છે; તે પછી પરણેલાં જોડાંની

સલામતી લેવામાં આવે છે; તે પછી આતશ પાદશાહ અને ગુજરેલાં વહાલાંઓની માનભરી યાદ લેવામાં આવે છે; અને છેવટે પરોણાઓની, ઘરના ધણીની અને રાજ્યકર્તાની સલામતીઓ એક પછી એક લેવામાં આવે છે. એ સર્વ વખતે ખુશીભર્યા અને ચોખા ઉત્સાહની લાગણી સર્વેમાં પ્રસરી રહે છે.

એ પછી પરોણાઓ અને બીજાં સર્વે આસ્તે આસ્તે પોતપોતાને ઘરે વીદાય થાય છે, અને પરણેલું જોડું ધણીને મકાને ઠર પડે છે.

## છેવટના શબ્દો

ઉપર કહ્યું તેમ છેક હમણાં સુધી એ સાંજે થયલી સર્વે ક્રિયાઓ મધરાત પછી પાછી કરવામાં આવતી. પુરાતન જમાનામાં લગ્નની ક્રિયા આપણામાં મધરાત પછી બલકે દીવસ ઉગવા આગમચ થતી હતી એમ ધારવામાં આવે છે. અને એ અસ્લી રીવાજ ચાલુ રાખવાની મતલબે એ મધરાત પછીની ક્રિયા પણ આપણા લોકોમાં જાયઝ ગણાયલી હતી. પણ હવે સાધારણ રીતે એ બીજી વેળાની ક્રિયા જાજી કરવામાં આવતી નથી.

ઉપલી વીગત જાણ્યા પછી કોઇ પણ જોઇ શકશે કે પારસી પ્રજાની લગ્ન સંબંધીની તમામ ક્રિયા સુંદર, મધુરતાથી ભરેલી અને અર્થસૂચક છે, અને તેથી બે જીવો અને કુટુંબો કે જેઓ લગ્નના સંજોગ આગમચ ઘણું કરી અકેકને પીછાણતાં પણ ન હોય તેમને ઘાડા સંબંધથી જોડવા માટેની કાર્યસાધક ક્રિયા તે સાબેત થાય છે. એ પાક અને મધુર ક્રિયાના સર્વે ભાગો ચોખા અને ઉંચા અર્થો અને વિચારોથી ભરેલા છે અને તેમને અનુભવનારા હરકોઇ ઉપર તેઓ રૂડો અને ઉંડો છાપ પાડે છે, અને ખાસ કરીને નવાં પરણનાર જોડાં ઉપરની તેમની અસર ઘણીજ ઉપયોગી અને રૂડી હોય છે.

એથી દેખઇતું છે કે એ તમામ ક્રિયા સંભાળભરી રીતે સાચવી રાખવી જોઇએ અને ચાલુ રાખવી જોઇએ. એટલું છતાં હરકોઇ જોઇ શકે છે કે એ પાક ક્રિયાની ઉંડી અને રૂડી મતલબ અને ભાવાર્થ આપણામાંનાં જુજજ સમજી શકે છે; અને તેમ હોવાથી તેના કેટલાક સુંદર ભાગોને નિકાંમી કે વગર અગતના ધારી તેમને પડતા મુકવાની કેટલાકો ઉતાવળ કરે છે. આપણે આશા રાખીશું કે આ નાનું પુસ્તક વાંચ્યા પછી એઓ પોતાની ગંભીર ભુલ જોશે.

સોહરાબ જમશેદજી બલસારા.



Printed by P. C. Appoo, at The New Art Printing Press, No. 205-26 Mapla's Compound, Bora Bazar, Fort, and Published by M. J. Karani, 220, Bora Bazar, Fort, BOMBAY

2 M—1-5-32.

# THE NUPTIAL CEREMONIAL OF THE PARSEES.

BY SOHRAB J. BULSARA M. A.

This brochure gives a vivid pen-picture of the present day customs observed during this pleasing ceremony and also an English version of the blessings bestowed upon the couple. The primary aim of publishing this brochure is to give to Europeans and others an adequate idea of all the customs and ceremonies observed at the Parsi wedding. The book will likewise prove of interest and guidance to every Parsi youth and maiden on the threshold of married life. As all the blessings and ceremonial recitals are chanted in a language understood by none save a few scholars, the English version will prove of high utility as it impressively brings out the force of the blessings and the gems of wisdom that are imparted for the benefit of the new couple. Besides being highly interesting therefore, it will be of untold benefit if all the counsels administered in it are properly taken to heart by both the bridegroom and the bride.

Price As. Eight.

**Jehangir B. Karani's Sons,**

220-22, Bora Bazar, Fort, Bombay.